# સંગીત ગાયન પ્રકાશ

અથવા

# નાદ-સંગ્રહ.

—: સંગ્રહક—"મનહર" :—

તે

[illegible]

લીમડાચોક—સુરત.







છપાવિ પ્રસિદ્ધ કર્તા

[illegible]

લીમડાચોક—સુરત.

સુરત ચઉટાના પુલપર ટાંકી પાસે આવેલા "શંકર" પ્રી. પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

# સંગીત ગાયન પ્રકાશ.

અથવા

## નાદ સંગ્રહ

**સુકન્યા-સાવિત્રી—**

આરામની સુખ ધામની, પ્રી  તું પ્રતિમાં પ્રેમની,
ભભતાપ ભિરના ઠારનારી,  શિતળ ધારા બની.
માળા જપું તમ નામની (ર  નથી ઇચ્છા દામ દમામની,
ચિત્ત ચાહુ સેવા સ્વામની... .........................
...........સાચી તું ભગવતી ભામિની—આરામની.

**શ્રી સિદ્ધ સત્યેંદ્ર—**

ફરી ચડાઈ આહ દેવીએ આવી હિન્દુસ્તાન વિષે,
રકાબી પ્યાલાનો રથ બનાવી ફ્લેહ મેળવી દસે દીસે.
શહેર કસ્બે ગામ ગામડે ચોક ચૌટે એટા કરી,
હિંદુસ્તાનને ખુબ ઢંઢોળ્યો કરી નામ બે નહી ફરી.
અધરામૃતનું પાન કરાવી નંપુસક નિર્માલ્ય કરે,
ભલભલાને ભક્ત બનાવ્યા મહેતાજી પહેલે નંબરે.

**સ્નેહસુધા—**

આવ્યું જોબનિયું આવું શા માટે મસ્તાન ?
હું દિવાની બની, દીવાની બની.........આવ્યું.
મીઠું રશીલું દર્દ, મુજને કંઈ થાય છે;
દર્દે દુઃખાઈ મારૂં મનડું મુંઝાય છે.
શું કરૂં ઉપાય ના મારાથી સમજાય છે......હું૦
એળે જુવાની મારી ચાલી આ જાય છે,
જોબન વનમાળી વીના ખીલી કરમાય છે;
સહે ના ભુલાય સ્નેહ શાગર સુકાય.......હું૦

કેશર કેશરી—

અરે દુનિયામાં પ્રેમી ક્યાં, બધે મતલબની યારી છે...અરે.
બીચારા કોઇક સાચા પ્રેમી; તેની તો ખુવારી છે...અરે.
સાખી { પોપટ જેમ પઢંતતો અચરે અચરે રામ;
મુરખ જન તેમજ બકે, પ્રેમ પ્રેમનું નામ.
ક્યાં છે સાચો પ્રેમી હા, ક્યાં તે સાચી પ્યારી છે. અરે.
સાખી { પ્રેમી પ્યારી કરી મરે, પ્યારી કરે મીજાજ;
પ્યારી પિયુ પિયુ કરી મરે, પ્યારા રંડી બાજ.
ગયો સાચાનો વખત હા, દગલબાજીની વારી છે. અરે.

પુંડળીક—

અધિક સુખ આથી બીજું શું મનાય,
પ્યારી મારી બુલબુલનું બચ્ચું ગણાય...અધીક.
પુરા હશે પુન્ય પરભવે કીધાં; ભાર્યા સુશીલા તો સદ્‌ભાગ્ય સિધાં,
ઘરવાળીના ગુણ ગાય, ગામ બધું ઘરવાળીના ગુણ ગાય...પ્યારી.
કાગડાની કોટે મોતીની માળા, રૂપાળી રાધા ને શ્રીકૃષ્ણકાળા,
પત્નિથી પતી પૂંજાય—મીઠાં ભેગાં ખાટાં બોરો ખપી જાય...પ્યારી.

સતિ દ્રોપદી—

અરજ સ્વીકારો સ્નેહી શામળીયા, સ્હાય થજો શ્રીમુરારીરે.
રાજ સભામાં રાજ સિધાર્યા, વચન વડીલનું પાળી રે.
કેમ. થશે કંઈ ચેન પડે ના, વ્યાકુળ થઇ મતિ મારી રે,
કપટી કુટીલ છે કૌરવ રાજા—સ્વામી સત્યાચારીરે.—
દાવ ખેલતા હે દીન બંધુ! રાખજે લાજ હમારીરે. અરજ.

રોહિનીચંદ્ર—

અરે હુ મસ્તાન પ્રેમની, મને કોઈ ન છેડોરે.—મને.
લાચાર હું બિચારી છું શીદ લ્યો છો કેડોરે.
જુવાનીથી દીવાની છું મારો છેડો છોડોરે છેલા—મા૦
પ્રાણ દાન છે પ્રિતમાં પુછી કરજો પ્રીત,
પ્રાણ દાન તો સ્હેલ છે, કઠણ પ્રીતની રીત,
આધાર તું કિરતાર મારો પાર બેડોરે.—અરે.

સરોજની—

આ મન ઉપવનના માળી, લ્યો સુમનની માળા સ્વીકારી.
માળા કરમાળા ધારી, ધારી કીધી ઉપકારી,
નવ પલ્લવ આ તન વેલી, મમ હૃદય સંગ વળગેલી;
પ્રિતિ પીયુષથી નવલ ખિલેલી, લેજો સ્નેહે સંભાળી—આ.

કંસવધ—

અમને પાવન કરવાને, દીલનાં દુખડા હરવાને
શાન્તિ જળ મન ભરવાને.—યોગી આવજો૦
માયા રાખી મહારાજ યો૦-દર્શન દેવાને કાજ.—યો૦
ચરણુ કમળ નિશદિન મુજ મંદિર, ધરવાને.
કમળ વદનથી મનહર મધુર, વચન ઉચરવાને,
શાન્તિ જળ મન ભરવાને. યોગી આવજો.

મહાશ્વેતા કાદમ્બરી—(મિત્ર-ધર્મ)

અત્યુતમ પદ મિત્ર તણું આ સંસારે સમજાય.
આ અવનિમાં અન્ય ઘણાં જે સુખના સાથી થાય.
માતા પીતા ભ્રાતા થકી, વળી ગુપ્ત પ્રિય જન સ્વજનથી,
જે ગુપ્તમાં ગુપ્ત તે પણુ ગુપ્ત મિત્ર થકી નથી.
મિત્ર રત્નથી આ ભવરણુની સફર સફળ થઈ જાય,
સમૃદ્ધિ ચાર ભુવન તણી પુરૂષાર્થે મળવી સ્હેલ છે.
સદ્‌ભાગ્ય-વિણુ સન્મિત્રની, પ્રાપ્તિ મહા મુશ્કેલ છે.
શબ્દ લઘુ પણુ અર્થ અધિક બે અક્ષર માંહી સમાય.

લવ-કુશ—

અર્જ સુણી લે મ્હારી, પ્રભુ અર્જ સુણી લે મ્હારી
સ્હાય હવે એક છે, ત્હારી—લેજે ઉગારી.—અર્જ૦
બાળ સંભાળ કરી, બેઠી સ્થીર ઠામ ઠરી,
મરેલીને નાંખ ન મારી, લેજે ઊગારી.—અર્જ૦
અંધને નેત્ર જેવાં વ્હાલાં, મુને બાળ તેવાં,
ગાયવત્સ વિના નોધારી—લેજે ઊગારી.—અર્જ૦

લલીત મુગ્ધા—

આવો મનમોહન આ યોવન, બગીચો બતાવું.
બગીચો, બતાવું મોહન પુષ્પે વધાવું.
પ્રેમની ધ્વની લગાવું હે, પ્રેમની અલખ જગાવું—મન૦
આમ્રથી મીઠા ફળ મોહન ચખાવું,
પ્રેમની મુરકી લગાવું, હે નેહને નયને નચાવું.—મન૦
સૌતુરથી મીઠાં ફળ વ્હાલા ધરાવું,
અધરે રસ પાન પીવાડું હે અધર રસ પાન ચખાડું.—મન૦
હૃદય સરોવરની શીતળ પાળે,
પ્રિતીને પંખે પોઢાડું હે પ્રેમ જ્યોત જાંખી જગાડું.—મન૦

**લક્ષ્મી-વિજય—**

અબળાના બેલી વ્હાલા, મારા સુંદર **સ્યામળા,**
બહુનામી, જગજનના **સ્વામિ,** લજ્જા રાખો **શ્રી ઘનસ્યામ.**
**નટવર નાગર દીનબંધુ કેશવ** કરૂણાના સિંધુ,
પ્રેમથી **પ્રભુજી** લ્યો ઉગારી સુંદર સ્યામળા—બહુનામી.
વ્હાલા **ગોવર્ધન ધારી,** વિનંતી લેજો સ્વીકારી,
ભવભય હારી લ્યો જગારી, સુંદર **સ્યામળા**—બહુનામી.

**ભજન તુલશીદાસ—રાગ ભજન—**

આજ રહો મોરે પ્યારે **રઘુવર,** આજ રહો મોરે પ્યારે.—રઘુ૦
જો તુમકો બનવાસ દીયો **હે,** કરીએ ગમન સકાલેરે.—રઘુ૦
**રઘુવર કહે** સુનો મેરી જનનિ, યહ વ્રતનિયમ હમારે,
અબ ન રહું ઘર માત **કૌશલ્યા, દશરથ** બાચા હારેરે;—રઘુ૦
**સિતા સહિત સૌમિત્રા** નંદન, ભયે કુટુંબસે ન્યારે,
**તુલશીદાસ** પ્રભુ દુર ગમન કિયો, નયન વહે જલધારેરે.—રઘુ૦

**સત્યનારાયણ—**

આજ કાલ પાપી રહ્યા જગ મ્હાલી, ભરમ ભારી અને ખીસ્સે ખાલી—આ.
ધરમીને ધાડ અને કુશળ કસાઇને, આપે મ્હારો વનમાળી—આ.
જુઠડાથી ભાઇઓ જુત પણ નાશી, નીચાની જુડે સહુ ડાળીરે—આ.
ટૂકતોને ભીડ તીડ, ઉભરાટ ઠગોને, દોરંગી દુન્યા નીહાળી—આ.
ધરનાને ધંટી છે બંટી બાવાને, બળતાને નાખે સહુ બાળીરે—આ.

**શીયળવતી—**

**આ તન મન ધન ને હાથ, કરી ક્યાં જશો મનમોહન,**
નહિં અલબેલા અલગ થવા દઉં, રહેજો મુજ જોવન.-આ૦
કૃપા કરીને મ્હેલ પધારો, રાત ગુજારો પ્રાણજીવન,
મુલાકાત મુજ તાત તણી લ્યો, રૂડે ઉગમતે દિન.--આ૦
હાલ તમારે મ્હેલ આવતું, જરા રૂચે નહિં મારે મન,
દયા કરી દયો રજા મુને હે, સુંદર તન અંદન.—આ૦

**નંદબત્રીસી—**

**આ સ્વપ્નના સમ સંસાર સમજી** લ્યોને શાણા,
દુર્લભ માનવ અવતાર, અવની મહી ઓરાણા.
બાળપણું રમતા ગુમાવે, જુવાનીમાં લંપટપણું ભાવે,
વૃદ્ધાપણામે જીવ લોભે તણાએ રટે નહિ કીરતારરે.
મરણ શ્વાસ જવ ચાલુ થાયે કૃત્ય કુંડા નજરે ઉભરાએ,
પીડાય ભારે, પસ્તાય પાપી તારે, આંસુ વહે **ચોધારરે,**

**સત્યનારાયણ—**

કહું **આપવિતી** કર્મ કથા દુઃખયારી, કાળજડું નાંખતી સંહારી...કહું.
આ નગર **સાધુ શેઠની**, બહુ લાડકી **દીકરી** હતી;
ખાતા બગાસું **દાસીઓ**, કંઇ **લાખ** એહાજર થતી...કહું.
**મોતી હીરા** પ્હેરી ચરણ, ધરણી પરે ના રાખતી,
તે આજ ટુકડા કાજ તમ ઘર આવિ છે, **ભીખ** માંગતી...કહું.
**પતિને પિતાજી** લેઇને, વ્હાણે વિદેસે સંચર્યા,
ચોરાઇ ગઈ **લક્ષ્મી** અને, આગે રખડતા છે કર્યા...કહું.
ચડતી અને પડતી **પ્રભુ**, ચિરકાળ કોની નવ રાખશે;
**ભીખારી** પળમાં **ભુપ** થઈ, **ભુપ** થઈ ભીખ માગશે...કહું.

**કબિર-વિજય**—રાગ, ભજન.

આવો, આવે સમયે અમોને ઉગારવા **બિરા** ધાઇ,
સાહે કરો સહુ જોતાં **રામ** રઘુરાઇ.
મતી ગતી મુંઝાણી **છે પ્રભુ** વેગે પહોંચો પ્યારા,
ભુજંગને આપો ભાવે, જીવત દયાળુ દાતા.
ગાયા નહિ જાયે ગુણો. ત્રણે ભુવનોના ત્રાતા,
જોયા નહિ આપ જેવા, જગમાં જોરાતા.—આવો૦
તાર્યાં આપે તંતે ભક્તો જુવો **અહલ્યાબાઇ** જેવા,
આનંદે આરાધે છે છે દાડી, **દેવો** કેવા-કેવા.
**વેદો**માં વિખ્યાતિ વ્હાલા, સુણી કરે સર્વ સેવા,
**કબિરનાં** કષ્ટ કાપો લાખેણી, સુકિરતી લેવા,—આવો૦

**સ્નેહ-સુધા—**

એ સ્નેહ ભીના શીરતાજ ! પ્યાલી પીયોજી આ પ્રેમની,
સ્નેહ ભરપુર છે, પ્રેમનું, એ નુર છે હો. એ—
રંગીલો મધ આ સ્નેહ તણી ચીજ, બીજી તું સ્નેહભીની નાર
વાહ વ્હાલી વરણાગી અલબેલી અનુરાગી, છે સુંદરી સુજાણ-સ્નેહ૦

**શુક્ર જ્યોતિ—**

કરૂં દૃષ્ટિ જ્યાં ત્યાં હું, મને તો બ્રહ્મ ભાસે છે,
સકળ ઠામે પ્રકાશે છે, તિમિર તન મનનું ત્રાસે છે....કરૂં.
અખંડીત એક એ જ્યોતિ, જડે નવ શ્રમ વિણુ શોધી,
મને મ્હારૂં બતાવે છે........................મને૦
હૃદય ધનથી ઊભળકાના, કિર્ણું દશદિશ આપે છે,
નિજાનંદે હું આનંદ........................મને૦

શુક્ર જયંતિ—

આર્ય ઉન્નતિ થાય ક્યાંથી, જ્યાં આવાં અઘટીત કર્મો થાય,
માખણ માટે નિર વલોવે, કંચન તજી કોઠીને સ્હાય.
એક ટકાની હોય તોલડી, તોય તપાસે સઘળે ઠામ,
ખુબ ટકોરા ખખડાવીને, પુરણ પર્ખી ખરચે દામ.
કન્યાના જીવતરનો સાથી, વર જોતાં આંધળીયા થાય,–
હુનર કરવે રાખે આળસ, અભિમાને અંધા અથડાય.
જુઠ્ઠા દેળ દમામ રાખીતે, પાઈ પાઈ માટે અટવાય,
સુખદ સરોવર ગાય દીકરી, સ્વાર્થ સાંધવા વેચીખાય.–

સુદ્રાપ્રતાપ—

ઉભાં રહો! ઉભાં રહો! ઉભાં રહો જરાય! ઉભાં રહો જરાય!
ન મારાથી ચલાય... ... ... ... ... ...ઉભા રહો!
(કેમ શું! થયું) વાગ્યો કાંટો, જીણો, તેથી ઉપડે ન પાય,
અરરર......દુઃખ બહુ થાય......હું ? ખુબ બળે લ્હાય;
જાણે પ્રાણ મારા આ જાય......અરર ઓય...ઉભાં રહો.

કન્યા વિક્રયની ક્રૂરતા—

ઉપકાર (૨) અનુપમ થયો આપનો, દે બદલો કિરતાર,
સાકાર (૨) સ્વીકારી દીન બાળાનો સફળ કર્યો અવતાર.
મોહન મુરતી, મન હરનારી, હૃદય રમે છે લાગે પ્યારી,
સબળ સ્નેહની રક્ષા કરજો સૃષ્ટી સરજનહાર.–ઉપકાર.

હરિશ્ચંદ્ર—

ઉપમાપતી નમૂં નમૂં સરણ ગતી નમૂં નમૂં,
જટા ધારી સંગ લિયે, પારવતી નમૂં નમૂં–ઉમાપતી૦
કરો મહાદેવ દયા, હરો દુઃખ પીર બિથા,
તેરો નિત નામ રટન, જતી સતી નમૂં નમું.–ઉમાપતી૦

સુકન્યા–સાવિત્રી—

એ...રજની શરદની રળીયામણીરે...રહિ ખીલી રૂપાળી ચંદની,
આકાશે રહી ખીલી; એ વૃષ્ટિ વરસાવે અમૃત તણીરે.
રેલ જામી ઉર માંહી આનંદની હાંહાંરે રેલજામી એ...ઠરે નયણાં
નીહાળી પ્રકાશ. (૨)
હર્ષ ઘેલાં હેડા કરે હાસ, ઝલક શ્વેત શી છવાઈ (૨)

સાખી { ચન્દ્ર વિના શરજની નહિ રજનીને સન્માન
{ રજની શં સમજી કરો રજનીના ગણગાન.

**સ્વાર્થના સ્નેહી—**
એ...ગુરૂ ગુણ હવે હું...ગાઉં, પાપ પુંજમાં હવે, શીદ સપડાવું...એ..
કાયા મારી પાપી ભારી, ગતી, મતી, સૈ દે છે વિસારી,
એ...ભકિત નાદે, માનવને ચઢાવું...એ.
સ્વાર્થના સ્નેહી સૌ ભારી, "ચુની" લેજે ચિત્ત ધારી;
એ...ખોટા ભાવોથી, હવે ના ફસાવું...એ.

**સ્નેહ-સરીતા—**
એ થાણા, **સ્નેહી** સાદી મ્હેમાની સ્વીકારોને,
કરી દૃષ્ટી મીઠી સ્નેહી સદન દીપાવોને, હૈયું ઘેલું આજે પ્રેમ પુજવાને.
પાદ પંકની રજ ચુંબવાને, મધુ વાણી સુધારસ ચુંસવાને,
મારા મોંઘેરા મ્હેમાન રંક મઢુલી સુહાવોને—એ૦

**સરદારબા—**
એક ફકત તારો આધારરે, **કિરતાર** મારે,
ભજુ સદા **સચ્ચિદાનંદ** જ્હાય તે તારે કે મારે.—એક.
મરવું છે નક્કી માનવી, ફોગટ પડો છો પાપમાં,
સમજુ થઇ શીદ ઉતરો સંસારના સંતાપમાં.
બાંધે હવામાં બાપડા પ્રાણી બરફના માળીઆં;
કાળનો ઉકળાટ થાતાં, હાય વ્હેતાં ચાલીઆં.
મારે તો **શ્રી પ્રભુનું**, નામ છે સદા સાચું,
**પ્રભુ પ્રભુ** તું ખરો ને અન્ય સર્વ છે કાચું.—એક.

**સૌભાગ્ય-સુંદરી—**
આંખો ખોલી જો જીવ આ, દીસે દુનિઆં ફાની,
શાની જીંદગાની રોજ રહેવાની માની.—આંખો૦
આ ધન ધામ મેડે, મ્હેલો ને વાડી વજીફા,
અંતે સાચવ્યા અંતે થવાના ધુળધાણી.—આંખો.
અચિંતો દાબશે ટોટો, **અજલનો ફિરસ્તો,**
**કરી લેને ભલાઇ** એજે, છે, સાચી કમાણી.—આંખો૦

**ભદ્રાભામિની—**
અંતરે હર્ષ છવાયે, સખી શાને ?—અંતરે.
પિયુના વિયોગી આ બાલાનું જે, નિશદિન હૃદય ચિરાયે;
—શાંત બનશે આજે અલી !......................એ,
પ્રાણ વિના હુલ્લાસે, સખી શાને ?—અંતરે.
બુદ્ધિ મારી શું બદલાયે ! ધર્મ મારાથી ; ભુલાયે,
લોક કહે અને સૂર્ય ભલે પણ, લાજ ન આવે જરાયે—સખી શાને-અં૦

**ચન્દ્રગુપ્ત—**

એક **પત્નીવ્રત** પાન પીઓ નર ! એક **પત્નીવ્રત** પાન,
સ્ત્રીને **પતિવ્રત** તેમ તમારૂં **પત્નીવ્રતે** કલ્યાણ.—પીઓ.
તમે ચાહો કે નારી તમારી, હો **સતિ—સીતા** સમાન,
ઉદાહરણ રૂપ **રામ** બનો ખુદ **પવિત્રતાનું** પ્રમાણ.—પીઓ.
**પાણિ ગ્રહણ** સમય માની બંનેએ પ્રતિજ્ઞા આણ,
**કોલ** એક બીજાનો **તોડે** તે છે પશુ હેવાન.—પીઓ.
જેનાં **માત** તાતનાં બુન્દ, રજ, વિર્ય અનીતીમાન,
તેના સુત **પત્નીવ્રત** ચૂકી થશે વિષયિલા શ્વાન.—પીઓ.
નીજ પત્નીનાં અંગ અંગને દિયો અમી કુંપ ઉપનામ,
કોઈ કોઇ તેના રસ ઘુંટડે, લિયો અમરતા લાણ.—પીઓ.

**અજીતસિંહ—**

**અશરણ** શરણ ! ધરણ ધારણ ! **ઇશ** તારણ ! તરણ કૃપાળ !
ચરણ સ્મરણથી તરણ વરણ ! પણ ગિરવર ગહન દયાળ.
જન મન રંજન ભવ ભય ભંજન, ચિદ્ઘન જગરાયા,
શકળ અખિલ દુખ દલન, કરન **વિભુ !** અકળ આપ માયા.
અમલ કમલ સમ લોચન, મોચન ત્રિવિધ તાપ અજ્ઞાન,
મુનિજન મન સરવર, નરવર, ઇશ હંશ અજર જગ ભાણ.
નાથ **નિરંજન !** પર **બ્રહ્મ !** સુખદાયક કલ્પ સમાન,
પ્રણમિ ચરણ વિનવું જગ વંદન ! કરો અખિલ કલ્યાણ.

**સુરદાસ—**

અરે રંગ જે લાગ્યો તે લાગ્યો, શિદ સોવે ફરી જે જાગ્યો...ટેક.
હંસોની ગતી **હંસો** જાણે, **કાગ** ન કાંઈ પીછાણે.
ઘાવ રહિત **ઘાયલની** ગતીને જગમાં કયાંથી જાણે...અરે.
દરદી વીણ દરદીની દશાને લક્ષે કોઇ ના લાવે,
**સુર** ભજનનો રંગ ના ઉતરે, અમિત ઉપાધી આવ્યે...અરે.

**ઉદયભાણ—**

અલબેલા લટકાળા વ્હાલા, **પ્રીતમ** ઠાકોર મારે મન વશીયા,
રસબેલા રીસાળા એઠા, દેહના દેવળ માંહી રંગ રસીયા.
પ્રિતી પંચામૃતે પાતળીયા પખાળું, વચનને ફુલડે વધાવું,
હેતના હીંચોળે હળુ હળુ હીંચોળું, **હોંસે** હસીને **હસાવું**.
શ્રૃંગાર **સજી** સજાવું ભાવે, ભોજનની થાળ ધરાવું,
હઠનું કચુંબર રીશનું રાઇતું, ચામડાઇ ચટણી વ્હેમ શાક રાખ્તું.
બરફી પેંડાને મહેસુર પ્રેમ ભાવનાં, ધાન્ય કચોરી પુરી, શુદ્ધ સ્નેહ વાસના,
ભાવના ભુખ્યા ઉઠયા, હેવલ દે વાસના, પેંડા પરસાદમાં વ્હેચું છું
**ઉલ્લાસના—અલબેલા.**

**વિણાવેલી—**

કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ;
હારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ.
સદા સંસારમાં સુખ દુઃખ, સરખા માની લઇએ,
રાખે જેવી રીતે રામા, રંગે તેવી રીતે રહીયે.

સાખી { **પીપળ પાન ખરંતા, હસ્તી કુંપળીયાં,**
**મુજ વીતી તુજ વીતશે ધીરી બાપુડીયાં.**

નહી જેવીને તેવી નિત્ય, કોઇની નભતી જોઇએ;
દશાના ઢંગ, રૂતુના રંગ, જેવા દેખી લઇએ.—સદા.

સાખી { **કદી મહેલોને માળીયા, કો દીન છપ્પર ખાટ**
**કોઇ દીન એવો આવશે, ભૂખ્યા ન મળે ભાત.—સદા.**

**શારદા વિજય—**

કાગવીરા વાલમને દેજો, દુઃખીનો સંદેશ;
"જોગણને વેષે વિજોગણી, કે જોતી મે દેશો દેશ.
જામે જીતની બુધ હય, ઇતનો કહે બતાય;
વાંકો બુરો ન માનીયે ઓર કહાં...સે લાય."
ગાગરના પાણી ઝુકી છળે, સાગરના મોઝા ઝુકી છળે
**નીતીના** એ ધારા, પધારો પ્રાણેશ, દોષ ન ધારો, પધારો પ્રાણેશ.

**બુદ્ધદેવ—**

કાયા કાચ કુંપો, તું ચેતરે, હિણુ ભાગી હંસા;
અવિચળ પદીને તું પેખરે, હિણુ ભાગી હંસા—કાયા.
ઝાંઝવાનાં નીર સમજ આ, કાચી જીંદગાની તારી;
મમતા મુકી દે ને તું ઠારીરે, હિણુ ભાગી હંસા.—કાયા
એ દિનના છે ઘરજળ સઘળાં, એ દિન અહિં રહેવાનું છે,
એ દિનનાં છે સગાં સંબંધી, એ દિન સુખ લેવાનું છે.
એ દિનનો છે પંખી મેળો, અંતે ઉડી જવાનું છે.
લોકો જેને દુનિયા કહે તે, એક મુસાફરખાનું છે.—કાયા.

**પાંડવ ગુપ્ત નિવાશ—**

કુન્તીમાતા તનુજ તારા, વીરપણું બેઠાં હારી,
હાથ તણાં હથીઆર ઊતારી, ચાકરી ચુડીએ ધારી.
સિંહ વસ્યા શિયાળ અવાશે, સિંહ સ્વરૂપને વિસારી,
ગૌબ્રાહ્મણના રક્ષક રહેતા, ભક્ષક વૃતિ વિશારી.
રાજ રમાની લાજ લુંટાયે, ખાજ અખાજે ખુવારી,
વ્યંડળ વિરા પ્હેરે ચીરા, ધર્મ ધીરા લાચારી.—કુન્તી૦

મીરાબાઇ—રાગ. ભજન—પદ.

ઝુલત રાધા સંગ, ગિરીધર ઝુલતા રાધા સંગ,
અબીલ ગુલાલકી ધુમ મચાઈ, ભર પિચકારી રંગ.—ગિરીધર
લાલ ભઈ બિંદ્રાબન જમુના, કેશર ચુવત રંગ"
નાચત લાલ આપુર સુરભર, ધિમી ધિમી બાજે મૃદંગ"
મીરાં કહે પ્રભુ ગિરીધર નાગર, ચરન કમલ કુદંગ.

સતિ—તોરલ—રાગ ભજન —પદ.

જેસલ કરી લે વિચાર માથે જમ કેરા માર,
સ્વપના જેવોરે સંસાર, તોળાંદે કરે છે પોકાર.
આવોને જેસલ રાય આપણ મળીયે.
ખરા સંત હોયે ત્યાં જઈ ભળીયેજી........
આ ભવ આવીયો અવતાર, માથે સદ્ગુરુ ધાર,
જાવું ધણીને દરબાર, બેડલી ઉતારે ભવપાર.—આવોને૦
મોતિ ચારણમાં ઓરાય, માથે ધરણુ કેરા ધાય,
ફુટે ફોગટીયા કહેવાય સાચાની ખરે ખબર્યું થાય.—આવોને૦
નવલખ કોથળીઓ બંધાય, ત્યારે ગાંધીડો કહેવાય.
હીરા માણેક હાટે વેચાય. તેનાં મુલ મોઘેરાં થાય.—આવોને૦
નિત્ય નિત્ય ઉઠી ન્હાવા જાય, કાયા ઉજળા ન થાય,
એટા ગુણિકાને તે તો બાપ. કોને કહેવા જાય—આવોને૦
દેખાદેખી કરવા જાય, એ નર અધુરીયા કહેવાય,
હાથમાં દીવો લઇને, છતી આંખે કુવે પડવા જાય;
એવિ ચાર જુગની વાણી, સતિ તોરલ દેવી ગાય—આવોને૦

સ્નેહ સુધા—

ડાલા ડમરા ભાભી લાગો રૂપાળાં, કાલા ઘેલા લાગો છોશું! રંગીયાળાં.
ચુરણ તણો પહેરીને જામો ઠીક જમાવ્યો રંગ,
રંગલ રમશું રહેશું સંગે (૨) બન્યા તમારા ઢંગ. (૨) ડાલા.

બુદ્ધદેવ—

તમને ઘટે નહિ આવું, કાન્ત, તમને ઘટે નહિ આવું;
આશ્રિતપર શું સીખાવું, કાન્ત, તમને ઘટે નહિ આવું.
માનસ સરના રાજહંસ તમે, મુક્તાફળના ભોગી;
કુસુમ કુસુમતા, સમ સેજ સંવાળી, મુકી થયા તમે જોગી કાન્ત.—તમને
જે સરવર જળ પાન કર્યાં ત્યાં, કંકર કદી નવ ધારીયે,
સુખ દુઃખમાં નિશદિન અનુસરતી, ફિકરી કામ પરહરીયે.

**અંધારી-તલવાર-હિંદું-વસુંધરા—**
ચાલ હવે ચાલ વ્હેલી વ્હેલી, લળી લળી લ્હેકે શું જોતી વળી ઘેલી.
તારા તનમાં લાગે છે તાલવેલી, સાહેલી તારા તનમાં–
રહી જાણું સૌને સુગંધી મળેલી.–અરરર પગમાં વાગ્યો કાંટો.
ભુંડી કોઇ આવી બાંધો પાટો, જુઠી; ક્યાં વાગ્યો છે કાંટો,
આંમાં બાંધવો ક્યાં પાટો–હવે ચાલ, ધુતારી ચાલ (ચાલીયે છીએ)
**સાગર-સરિતા—**ભજન, રાગ, પદ
ચંચળ **લક્ષ્મીનાં** ચાળારે જન મુર્ખ ફુલી મરનારા,
કાળાં પીળાં કરનારારે અંતે ખત્તા ખાનારા.—ચંચળ૦
"જયમ વર્ષાની વીજળી પળપળ કરે ચમકાર,
આજ મળ્યું ધન કાલે જાશે, આંખ ચોળી રહેનારરે—ચંચળ૦
મોટા મોટા નર મરી ગયા ત્યારે ગયું ન કંઈ સાથ,
મોટા મદ શો જાળવો, તમે જાશો ખાલી હાથરે.—ચંચળ૦
**અંબરીષ—**
ચંપા તું મારી **દીલજાન** વાહ, વાહ, કુશમ કળી કુરબાન વાહ, વાહ,
ચન્દ્ર વદની છો, ભરી મદની છો, ઝરી રસની ગુલતાન; વાહ, વાહ–ચંપા.
શાણા ચતુર સુજાણ, વાહ વાહ, ગુલાબ પરી હું,—
**રૂપી છરી શું**–ગળે લગાવે ગુણવાન,–વાહ–વાહ.—ચંપા.
**સ્નેહલતા—**
**છે નોકરી દુઃખનું મૂળ શુળ સૌને મોટી, હાય હાયરે,**
..............................શુળ સૌને મોટી (૨)—છે૦
સારો દિવસ સેવા બજાવી, પોહવું આખર થાકી,
રાત વિતી ન માલમ પડે કે આ નોકરી જાગી.–શુળ૦
આમ દોડાવે તેમ દોડાવે કરાવે સરવે વેઠ,
ધીક્ક જગતમાં જીવતર તેનું (૨) **ભરે આશારે પેટ.**–શુળ૦
પંડીત જ્ઞાની ધ્યાની સર્વે લખી ગયા વિચારી,
**ગુલામગીરી છે નફ્ફટ નોકરી નહીં કરવી તે સારી.**–શુળ૦
**ભિષ્મપિતામહ—**
જગમાં મેં જોયું દુષ્કરમાં દુષ્કર નારીને વશ કરવીરે.
લાખ જાતના લાડ લડાવો આપો ધનની કુંચી,
ફુલ સેજામાં રાખો તો પણ કહેશે મુજને ખુંચીરે.—જગમાં૦
સુવર્ણ ક્યારે કસ્તુરીનું ખાતર દઇ પોષાય,
અમૃત પાશો તોય લસણની ગંધ કદી નહિ જાયરે.—જગમાં૦
**હાથીપર અંકુશ કર્યો, કરી ઘોડા કાજ લગામ,**
**એ અંકુશ કરવા ટાંકુ શું હરી ગયો તો ગામરે.**—જગમાં૦

**શ્રી કુસુમ કમળા—**

કાળું કામ કરે ન શું ? કામી, નીચ નારીની જાત હરામી;
વદે વેણુ મીઠાં મુખે સ્વામી, બીજા સંગ રતી રસ જામી.
લોભાવે રચના એ રશાળી, ઉરમાં રાખી પાપની પાળી,
ક્રૂર-ધુર્ત ઘોંગી ને ધુતારી, બણી ચુંકેલ જાણે વિજારી.
શર્મ-ધર્મ-લજ્જા ! નહિ, દયા નહીં ! તલભાર,
જાર મારે જગદીશને, છેતરવા ! તૈયાર.
રડે ઘડીકમાં હશે ઘડીકમાં, ઘડી રીશે મસ્તાન,
લલચાવે નર લાખને, પણ કોઇની ન એ શેતાન.

**સ્નેહ—સુધા—**

કામીજન રૂપ ઉપર સહુ મરતારે, કુટીલતા કરતા.—કામી૦
કરે અનીતિ અધમ અતીશે, પ્રભુનો ડર નવ ધરતા,
પરમેશ્વર પોતાને માની, અંધ બનીને ફરતાંરે.—
લાજ શરમને કરી પરાઇ, પાપી પગલાં ભરતાં,
અંતે ફટફટ થઇને પાપી, વીણુ મ્હોતે મરતાંરે.—કામી૦

**સાગર—સરીતા—**

કુંવારૂં રહેવું ઘણુંજ સારૂં બલ્યું પરણવાનું—કાકાજી બલ્યું પરણવાનું,
સારો ધણી જો નહીં મળે તો જુગજુગ રડવાનું-કાકાજી જુગજુગ રડવાનું.
પ્રેમથી રમાડું તને વ્હાલી હમેશાં, ખાલી તું શીદ અકળાય, ઓ
વ્હાલી, ખાલી તું શીદ અકળાય.
ભાણીયા દીકરા મુંગો મરી, નહિં તો ફજેતો થાય. ઓ કાકા
તમારૂં નખોદ જાય.
મેના તું ક્યારે હવે મારી થાય.........નહીં તો.........કુંવારૂં૦

**નરપિશાચ—**

કોઇ અલબેલે અણુસારે તેડી, હું ચાલી તે મેડી,
કામણ કરી મને છેડી—મુકો વરણાગી. આ—છેડો ના છેડો—કો.
ગુલે ગુલઝાર અંગોનિ બહાર, તમે લઇ લેશો ના;
મરમનો માર વચનનો પ્રહાર, તમે કંઇ કેશો ના,
ગાલો પર ચાર, ચુંબન અપાર, મને કંઇ દેશો ના.—કોઇ.

**સરદારબા—"કજોડાની કહાણી."**

કોને કહીએ કજોડાની કહાણીરે, જેમ બળદ પીલાયે ઘાણીરે.—કોને.
લોક વગોવે ને સાસુ સંતાપે, વળી પીયુડો છે પામર પ્રાણીરે—કોને
હું જોબન રસ ઝુલતી, પણ જોડીની ખોડ,
પીયુડો રમે લખોટીયે કરતો દોડા દોડ.
જગદીશ ! હવે ગભરાણીરે, સહાય કરજો શ્રી સારંગપાણીરે...

**સત્યનારાયણ—**

**કંસ** નીકંદનં, જય **ભીડભંજન,** વંદન દુઃખ હરતા !
મન રંજન કરતાં **નીરંજન,** જય જગના ધરતા.—કંસ.
અંજ નયના ધાર, **પ્રભુ** છો સૌના પાલનહાર (૨)
ભાલ સુ ચંદન જય **ખલખંડન,** નંદન વન ફરતા—કંસ.
" અકળ કળા કળી ના શકે, પામર જીવ નાદાન;
વિરલા વિભુ પીછાણતા, જેને તેમનું ધ્યાન.—કંસ.

**શૃંગીરૂપી—**

**ગાન મધુરાં** કંઇ **ગા,** અલી રજની, ગાન મધુરાં કંઈ ગાં,
તારલીયા તણો સાલુડો ધારી, કામણગારી ન થા...અલીરજની
ચાંદલીયાને ઊરપર ધારી, એકલડી ના હરખા.........અલીરજની
યોગીજનો સખી સાંધે સમાધી, શિતળ સમીર તું વા...અલીરજની

**પિતૃભક્ત પ્રભાકર**—ગંગા, યમુના, ને સરસ્વતીનો સંવાદ.

ગુણની ખાણુ મને ગણ, **ગંગા** કષ્ટ અધમના કાપું.
મુજમાં ન્હાતાં મનુષ્યને હું, મોક્ષ નિરંતર આપું.
મહિમા મારો એવો સાખ પુરે છે...દેવો...
**જમના** મારૂં નામ અરે હું, યમની ભિતી ટાળું,
મારૂં પાન કરે જે તેનાં, પાપ તમામ પ્રજાળું.
હરનારી છું હાની...વાત એ છે...ના છાની.
**સરસ્વતી** હું સુંદર મારૂં જળ કિલમીશ હરનારૂં,
કરે સ્નાન શ્રદ્ધાથી તેનું સદા કરૂં હું સારૂં.
કરૂણા મારી પામી.........દાસ ખોય છે ખામી.
મુજને તારો પાપ નીવારો......આવે દુઃખનો આરો,
કરૂં સ્નાન ને પાન હંમેશાં દ્રઢ વિશ્વાસ તમારો;
સુખમાં દેજો સ્થાપી......માતા છું......પુરો...પાપી.

**ભિષ્મપિતામહ—**

**ગૃહસ્થાશ્રમ**ની શોભા **સઘળી નારીથી** સચવાય.
તે નારીને કહો નઠારી, એ કેવો અન્યાય (૩)...ગૃ.
અવનિમાં ઉપન્યા બે સાથે, પુરૂષ પ્રકૃતિ રહ્યાં સંગાથે.
**વંશ વૃદ્ધી** જેના થકી થાય (૨) એથી ઉત્તમ કહ્યું કહેવાય...તે ગૃ.
નારી વિના કહો કોણુ નિપજ્યા, **સાર્વભૌમ** પણ એથી ઉપન્યા;
**ધ્રુવ પ્રહલાદ** અને યદુરાય એની પણ નારી મા થાય—તે—ગૃ૦
જગતની જે **આદ્યશક્તિ, નારી** રૂપે પ્રત્યક્ષ પ્રગટી;
**ગૃહિણી ગૃહદેવી** ગણાય, **રિદ્ધી સિદ્ધી શ્રી** સમજાય—તે—ગૃ.

સરદારબા—

જનમી જગમાં જેણે નવ કીધું પ્રેમ મદિરા પાન,
ગોરી ગભરૂ સુંદર દીલબરના, ગાને નહિ ગુલતાન.
જનમ્યો તથાપિ નવ જનમ્યો, સમજી લ્યો તે હેવાન,
બહાદુર બંકા કરતાં ડંકા, જે મોજી મસ્તાન—જનમી.
ભર ભર પિયાલા પી લીધો ઉડાવો રાગ રંગ,
દિલબરની સાથ બાથ ભીડી, ખેલો રંગ જંગ.—હા.
ગુલતાન ગાન તાનમાં ભરપુર ભાગ્યવંત,
અજબ રંગ અજબ રંગ, રંગ રંગ.—વાહ૦

બુદ્ધદેવ—

જગમાં લોકો, મારે ધોકો, સમજ્યા વિના કરે મત ખોટા
ફરી ફરી નહિ મળે માનવ આ અવતાર,
ગાડી ઘોડામાં ફરવું, શા માટે જગથી ડરવું.
પરધન હરી હરીને, ખીસ્સાં પુરાં ભરીને,
કોઇ સુંદર પરીને, સાથે લઇ ફરીને.
મજા કરી તે ખરી, મરવા પછી કાંઇ નથી જોવું,
દેવું કરી ખાવું પીવું, મસ્ત થઇને રહેવું.—જગમાં૦

સરદારબા—

જોજે હો અલી ઘેલી, કળી મળી, ભોગી, ભુંડા કળી જા,
રશની રશીલી થતાં લુટાલુટ આ વ્હાલી વીસરી જા.
પ્રેમની પ્યાલિ ને સાહેલી ઝાલીને જોજે હો જોજે હો જોજે આ
વ્હાલી વિસરી.—જા.
વ્હાલાંના વેણુ રસીલા નેણુ, ભભુતી નાંખશે બ્હેન,
ભભુતી ઘેન ભુલાવે ચેન, જોગન, ની, શી આ તરફેણુ.
રસીલા સજોડે, મ્હાલો ભલે કોડે, બકે ન્હાને મોઢે મોઢે શું. મચકોડે.
પ્રેમ બગીચે ભમતી ભમરી, લેતી ગુલાબ કેતકી લહેર
ઘડીક ગુલાબ ઘડીક કેવડે, ચતુરાઇથી રસ લે ચોમેર;
તોએ ગુલાબ એનો નવાબ હોય, બા હોય આ લ્યો તારે.—જોજે હો.

કામલતા—

તમારે આસરે હું આવી, મને નાથ છોડી ન દેસો;
પ્રિય પ્રાણુ કહી બોલાવી. હવે હાથ છોડી ન દેસો.
ભોળું હતું કુંવારૂં જ્યારે, આ મન મારૂં;
પ્રેમ જ્યોત પ્રગટાવી પરણ્યા, એ શું વ્હાલા, વિસારી દેશો.
ના કહેશો-મને નાથ.

વસંતપ્રભા—

જાણ્યો જાણ્યો તમારો પ્રેમ જાઓ શું છળી,
તારા રૂપમાં ઝુલી—ગયું, દીલડું ગળી.—જા.
જાવો પિયુ મન ભાવતી, પરણો બીજી નાર,
જુઠાની સાથે જરી અમને નહિં વહેવાર.
પરણું શું પ્રેમદા—રાજી છઉં સદા,
જો પરણીશ (હાં) (ભલે) (એમ) હોં.
"ઠીક ત્યારે શુભ મુહુર્ત શુભમ્ લગનમ્ ભવંતુ"
આ શું—લગ્ન ગાંઠથી, ફરી પરણ્યો બીજી પરી,
પ્રેમદા મળી મને પ્રેમદા મળી.

બુધ્ધદેવ—

જોયો સાળો ડહાપણનો ભંડાર, હાં હાં, મોટો કર્યો વેપાર; (૨)
બની ઠની ચાલ્યો ભર ચૌટામાં, પૂછ્યાં ભાવ બજાર હાં હાં.
કહે છે ખરીદી લાવ્યો ભાજી, છે સુંદર ને વળી તાજી;
ના તજે તોયે પતરાજી, કરી અક્કલ તણી હરાજી,
કરો મશ્કરી, ભલે પરાક્રમ જો જો બીજી વાર (૨)—જોયો.
મલ્યો દલાલ પુરો પાજી, એણે બગાડી દીધી બાજી,
હવે બુધ્ધિ બતાવું ઝાઝી જેથી બજાર ઉઠે ગાજી;
કોણ પછી કહેનાર મને છે ઘરમાં માખીમાર હા હાં (૨)
હુંશીયારીથી બની જવાનાં, મુનીમ હડફાલાલ હાં હાં-જોયો.

સ્નેહ-સુધા

જોબન રસ ભર્યું લુંટો દિલદાર, ઝીલો ઝીલો સુધારસ સાર-જોબન.
હું મદઘેલી ને નવેલી, પુર બ્હારે ખીલી રહેલી,
કુસુમકળી નીરધાર ચુંટો દીલદાર લુંટો દીલદાર-જોબન.

ઇન્દુમતિ—રાગ—ભજન—પદ.—

જંજાળી જીવડા ઝાંઝવા જોઈ શું રાચે.
હીણુ ભાગી હંસા સાચા મોતી શે ન ભાસે.
આવણુ કેરી વાદળી જળમય થઈ નભ જાય,
તરસ્યો ચાતક ટળવળે ક્યાંથી પેટ ભરાયરે.—જં.
સ્વાતિનું બીંદુ પડવાથી. પેટ ભરાશે,
આશા પતંગ ઉમંગથી. ગયો ગગન મોઝાર.
વિટળાઇ વંટોળીયો, પડ્યો પૃથ્વી આધારરે.—જં.
ઝુરખડા મનના સંતોષથી સુખ ચારો.—જંજાળી.

**બુદ્ધદેવ—**

ખીલ્યાં પુષ્પની પરાગ મીઠી મ્હેકે
સાહેલી જાણે અમર તણો આનંદ લ્હેકે.
ફુલી વૃક્ષવેલી દીસતી સોહામણી,
એ...બ્હેની ચાલો હેતાળ એની છાંયડી.
વિશ્વવાટિકામાં પ્રેમ પ્રેમ બ્હેકે—સાહેલી.
મિઠું યૌવન પુર આ મીઠો સ્નેહ સ્વભાવ.
મીઠી કુસુમલ છાંયડી મીઠો તરૂ કલાપ,
લલિત પુષ્પ શાં સોહાય, નિરખી નયણાં ઠરી જાય.
અંગ આનંદ ઉભરાય—વિશ્વ વાટિકામાં.

**નિલમ માણેક—**

ગુણીજન વાવે છે ગુલાબ, નહિં કાંટા તો લેવાને
સુગંધ મનહરણી મેળવતાં મન સુખ લેવાને...ગુણી૦
કોઇ મુરખ બાવળ વાવે, કાંટા લઈ પરદા ચાવે,
સંત જનો સત્ત ગુલાબ વાવે સુગંધ ભરવાને;
આ કર્મ તણા કંટક ત્યાગે, ભવસાગર તરવાને...ગુણી૦

**કવી છોટમ—**રાગ, ભજન,

ચટપટ ચેત હેતકર હરીશું, મરણ ભમે છે માથે રામજી
ધામ ધરા ધન સુત-ધણીઆણી સેવક નાવે સાથ રામજી...ચટ
હોય લાખ તે રાખ બરાબર, તેમાં નહીં કંઈ તારૂં રામજી
ધન સાંચ્યું પણ ધર્મ ન સાંચ્યો, કયાં જન્મારો હારૂં રામજી...ચટ
મોટપણાનું માન ભરાયું, માટે કંઇ નવ સુજે રામજી
જમના કીંકર જોશે ત્યારે, થર થર કાયા ધ્રુજે રામજી...ચટ
કર સતસંગ અંગ હોય નિર્મળ. રંગ હૃદયમાં લાગે રામજી
કહે છોટમ ચીંતામણી પરખે, તો ભવનો ભાંગે ભય રામજી...ચટ

**સત્યનારાયણ—થવાનું તે થવાનુ છે—**

ચીન્તા મુરખ નર શું કરે, લખીયું લલાટે થાય,
ક્રોડ કરો ઉપાય થાય સું, કર્મ છુપ્યું ન છુપાય.
કંઈક જન્મનાં કર્મ કર્યાંથી, કર્મ સદા બંધાય,
વાવ્યું તેવું છે. લણવાનું, વિશ્વ વિભુનો ન્યાય....ચીંતા.
બાવળીયા વાવિ મુકયાં ત્યાં, કેમ ગુલાબ ચુંટાય,
ઊગ્યું ગુલાબ પછી ના નહીં તે, બાવળમાં બદલાય....ચીંતા.
જાર કરાવી જમે ચોપડે, કયમ મોતી મંગાય,
મોતી દીધાં તો મળશે મોતી, શીદ ખોટો શંકાય...,ચીંતા

કબીર ભજન—રાગ-ભજન-પદ.
ક્યા ધરમ નહીં મનમેં, મુખડા ક્યા દેખો દરપનમેં.
કાગજ કે એક નાવ બનાયા, છોડા સમંદર જલમેં.
નુગરા બૈઠન વાલા, ડુબે, સુગરા તર જાય ઉનમેં—મુખડાં.
મુછ સમારી પાઘડી બાંધી, તેલ લગાવત તનમેં,
ડુંગરકા પાની જોબનકા લટકા, ઢલ જાવેગા છીનમેં—મુખડાં.
ઔર કાયામાં ઘાસ ઉગત હયે ગૈઆં ચરત હયે બનમેં,
કહેત કબીર સુનો ભાઈ સાધુ, રહ ગઇ મનકી મનમેં—મુખડાં.
"રા" માંડલીક—
દિવ્ય દેશ અમ ઉજવળ કરવા, ક્યારે ઉગશે દિવ્ય પ્રભાત
દિવ્ય પ્રભાત.
... ... ... ...અંધકારના વાદળ ભેદી,
યદુકુળ મણી દીન મણીના સુણશું ક્યારે નાદ—અંસીનાદ.
દેશ દેશની મધુરી મૈયા, દિવ્ય અમારી ભરત ભૂમિ,
... ... ...સુર મુનિવર યુગ યુગ પોષાયા.
જેનાં ચરણ સરોજ ચુમી, એવી અમ જનની,
... ... ...જગ વિખ્યાત ભારત માત.-દિવ્ય.
સાગર સરીતા—રાગ, ભજન.
દુર મતીસે નથી દેખતો, ચેત ચેત નાદાન,
દીન દશા પાંચ મુકામ છે, ભાવે ભજ ભગવાન.
આ જગમાં સાચો કોઇ ન સાથી, એક પ્રભુજી સુખદાઇ છે. (૨)—દુર૦
સ્વારથનો સહુ સંબંધ ધરતા જગની જુઠી ઠગાઇ છે,
તનધન જોબન કનક કામની મૃગજળ માયા છાઇ છે.
અંત વખત કોઇ કામ ન આવે, સાચી પ્રભુની સગાઇ છે.
અમીર ગયા ઉમરાવ ગયા, ન સહુને મનની મનમાં સમાઈ છે,
સત્ય વાત સાણા નર સમજો, સાચી પુન્ય કમાઇ છે.
"રા" માંડલીક—
ધન ભાગ્ય મારે આંગણુ આવ્યા, સોરઠના શીરતાજ,
વધાવો રાજ કુમ કુમ થાળ ભરીને આજ
ચંદ્ર સુરજ સમ તપો અવિચળ જગમાં તારૂં તાજ,
અન્નદાતા તારી જુગ જુગ કીર્તિ પ્રસરે મહારાજ—વધાવો૦
.........સોરઠ તણા સુબા અમારે આંગણે આવ્યા:
સુરજ ઉગ્યા સોના તણા, અમ અંતરે ભાવ્યા,
ગિરનારના આધાર, મારા ધામ દિપાવ્યાં.—આ૦

ચન્દ્રહાસ—
થતોરે દુઃખદ ક્લેશ, સહુને ઘર વિશે મનમાં સહુને,
કેમજ મુકું મિત્ર ભુવનને.
એક તરફથી મિત્ર વળગતો, બીજી તરફથી બેન મારાં.—કેમજ.
મન મુશ્કેલી ઉપજી છે મોટી, કેમ ચાલુ કરી ન્યારા.—કેમજ.

પ્રભાત—રાગ. સામગ્રી.
પઢોરે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે—પ૦
પાસે બંધાવી પાંજરૂં, મુખે રામ જપાવે,
પોપટ તારા કારણે, લીલા વાંસ વઢાવું—પ૦
તેનુંરે ઘડાવું પોપટ પાંજરૂં, હીરા રત્ને જડાવું,
સાકરના કરી ચુરમા, ઉપર ઘી પીરસાવું—પ૦
પાંખ પીળી ને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો,
નરસઇના સ્વામીને ભજો, રાગ તાણીને રૂપાળો—પ૦

જાળંધર અને સતિ વૃંદા—
પાત પૂજ્ય તીરથ સમ માની, સેવે સદા જે સન્નારી,
સતિત્વ તણા પ્રભાવે, ફાવે ના દુષ્ટ ચારી.
પતંગીઓ રૂપ ભાળી ભમે, ભુલી ભાન ખારી,
ઝંપલાવે દીપક ન્યાળી, બળી સહે દુઃખ ભારી—પતિ૦
સાખી { શીળ કસોટી સ્ત્રી તણી, પરખે કશતાં વાર,
ગુણી અવગુણી પુરૂષ તો, વિગતે કરે વિચાર.
તજીને મોતીનો માળો, સેવે સદા સુકી ડાળો,
અરે ! પડતીનો ચાળો, રૂવે દૈવને સંભારી—પતિ૦

લક્ષ્મી-વિજય—
પૈસા સાટે વેચે જે સુતા પ્યારી, નર્કનો તે નર અધિકારી,
બાળા બાંધે વૃદ્ધ કોટે અવિચારી, નર્કનો તે નર અધિકારી.
દોરે ત્યાં જનાર ગરીબડી કન્યા ગાય બિચારા,
પિડે પાપી, દુઃખ આપી, તે નિચ કસાઇ હથો ધારી—નર્કનો.
દિકરી કેરા દામ મેળવી, ખોટી ધરે ખુમારી,
દે દાટી, થાય માટી.....ધનની, બને અંતે ખુવારી—નર્કનો.

સુરદાસ—
ખોલું કયા મેરે પ્યારેકી બતીયાં, ખોલું કયા મોરી છોટીસી છતીયાં
ન ધરિ, ચેન ધરિ. રેન સુમિ સુમી, બદન શયનમેં દુઃખી કર ડારી
પકરી જુગલ કર બસન અલગ કર,કિય પરહરી ડર,છત અધર નરપર—મો.
સાખી { મરોર ડારે જોરશે, મેરો કોમલ અંગ,
એસે નિરદય નાથકો મેં સુપને કરૂં ના સંગ,

માલતિ માધવ—

નાનકડી નાજુક નાર, હું–બહુ નાનકડી–બહુ–નાનકડી. (૩)
મારા, વ્હાલાની છું લાડકડી (૨) બહુ લાડકડી (૩)
આંખ તણે પલકારે પટકું છું લાલને, નાની શું સમજે વ્હાલાના બ્હાચને.
હું તો બધુંએ સમજું છું, જાણી ભોળો ભરથાર તું બહુ
માથે ચડી (૩).....નાનકડી.

ધર્મિ ગુહનેગાર—

નભતી નથી ન નભશે, કાયમ સદા શાહી,
રહેતી નથી ન રહેશે, હુસ્નાઇ બાદશાહી.
પહોંચ્યાં હજુરે વાલી, લઇ બન્ને હાથ ખાલી,
શીકંદરો સિધાવ્યા મુકી તમામ આંહી.
હુકમત થતા હજારો, કંપે જમાનો સારો,
મુદ્દલીસ હો માલદારો, રહેશે ન સાથ પાઇ.
કોઇ ભલાકે બુરા, ભરતા, હો પાપ કુંડા,
સતો મહંત ચાલ્યા, દેવા જવાબ ત્યાંહી'

ઉમાદેવડી—.

નથી જગતમાં સાથ સંબંધી વિના ત્રિભુવન નાથ,
શું ફોગટ ફાં ફાં મારે મુરખડા ભરે આભથી બાથ.
કમળ પત્રપર જળબિંદુને સુકાતાં શી વાર,
શ્રાવણની જળ ભરી વાદળીયો વિખરાતાં શી વાર.
જીવતર સમજવું તેવું આખર ન લેવું દેવું,
જીવ જવું છે ખાલી હાથ, અંતમાં પાપ પુણ્ય સંગાથ.
પંથી જીવ પામી ગયો, નરભવ નગર બજાર,
સોદાગર સમજી જઇ કરો પુણ્ય વેપાર, જીવ જવું છે ખાલી હાથ—

સરસ્વતીચન્દ્ર—

પ્રિતી કરી શું તરછોડી પરદેશી...હાં છોડી પરદેશી, (૨)...પ્રિતી.
ડંશ દઇ અહો ભ્રમર કુમુદને, હો છોડી પરદેશી હાં છોડી (૨)...પ્રિતી.
પુરી પંખીણી, પ્રેમ પીંજરમાં, આખર પાંખ મરોડી પરદેશી,
હાં મરોડી પરદેશી..........મરોડી પરદેશી...........પ્રિતી.
લાગી કુમુદ વન, ભટકી ઓ ભમરા, આવ્યો અહીં શું ફરી દોડી,
હાં દોડી.....પરદેશી........હાં દોડી પરદેશી..........પ્રિતી.
ઉડીજા ઉડીજા, પંખી મુસાફર, રેન રહી છે, હવે થોડી પરદેશી,
હાં થોડી પરદેશી.........હાં થોડી પરદેશી.........પ્રિતી.

બુધ્ધદેવ—
પિયુ પિયુ પોકારતીરે, પપૈયા બહુ ઝુરે વનમાં,
વિરહ અંગાર ઉઠે તનમાં, અતિશય બળી રહી મનમાં—પિયુ.
ખીલતી આ કળી કુસુમની ભોગી વિના કરમાય;
ઝુલતી આ લલિત પાંખડી, ભોગી મધુકર ન્હાય—પિયુ.
બાળા રસાળી અંતરે, આકુળ વ્યાકુળ થાય;
નમ્ર નવોઢા નૌત્તમ રમણી રસિક નરવર ન્હાય,
હંસણી દુઃખી થતીરે કોમળ માનસ ઉપવનમાં—પિયુ.

મીરાં ભજન—ભજન, પદ.
નીત નીત ભજીયે તારૂં નામ, તારૂં નામ, તારૂં નામરે;
પ્રેમ થકી પ્રભુરે મળ્યા હોજી,
અન્ન ન ભાવે, નેણે નીંદ્રા ન આવે. સેજલડીએ પધારો મારા શ્યામ.
આની તીરે ગંગા વ્હાલા, પેલી તીરે જમના વ્હાલા,
વચમાં ગોકળીઉં રૂડું ગામ, રૂડું ગામરે.—પ્રેમ૦
મીરાંબાઇ કહે, પ્રભુ ગીરધરના ગુણ,
છેલ્લી બાકીના છે, રામ, રામ, રામ, રામરે.—પ્રેમ૦

કબિર ભજન—રાગ, પદ.
મન તું રાધા કૃષ્ણ બોલ, તેરા કયા લગેગા મોલ
દસ પાંચ કોસ નહીં ચલતા, તેરા હાથ પાઉં નહિ હીલતા,
તેરે ગાંઠસે દામ ન ખુલતા, તેરે દીલકી ગુન્ડી ખોલ—તેરા૦
મન તોરંગી, ઘોડા—ઘોડે કો પાંચ બછેરા,
તું કરતા મેરા મેરા, કાયામેં કયા હે તેરા, ઘોડેકી બાંગ મરોડ—તેરા૦
કર કોલ જગતમેં આયા, માયા કે સંગ લપટાયા,
યે માયા હય જગ ઠગની, તું ઠગનીકા સંગ છોડ—તેરા૦
ગોવિંદ ગોવિંદ ગાઓ પ્યારે, ફેર જનમ નહિ પાવે;
યોં કહેવે દાસ કબીરા, તું ભવસાગરકો છોડ.—તેરા૦

સુકન્યા સાવિત્રી*—(યમ સાવિત્રી સંવાદ)
શા માટે શ્રમ કરે સતી, તુંજ પતી ભકતી સાચી (૨)
હવે પુત્રી વળ તું પાછી (૨)
સાવિત્રી—સજ્જન કેરા સા માં, મેં ડગ ભરીયાં સાત,
મિત્ર ભાવે સુણજો હવે, આ દિન વનીતાની વાત.
ધર્મ જે વેદ પુરાણે ભણીયો, મુખ્ય ધર્મ ગ્રહસ્થાશ્રમ ગણીયો,
કૃપાનાથ, મમ, પ્રાણનાથ, શું રહી વૃત્તિ રાચી (૨)
વળું મહારાજ કેમ પાછી (૨)
યમ—સુણી વિવેક ભરી મૃદુ વાણી, થયો પ્રસન્ન અતિ મન શાણી.
સત્યવાનના જીવત વિના કાંઇ મનછીત, વર યાચી (૨) હવે.
સાવિત્રી—મહારાજ! (મારા અંધ સાસુ સ્વસુર દેખતાં થાય,)

યમ—તથા તુ! ભાગ્યવતી તું અતિ દુર આવી,
થાય કોથી મિથ્યા નવ ભાવી.....શાં૦

સાવિત્રી—પતી સમીપ શ્રમ નહી જરી, જ્યાં જાએ મમ નાથ,
તપ વ્રત આપ કૃપા વડે, ત્યાં આવું તમ સાથ,
સંગત સજ્જન તણી નથી સોંઘી, મૈત્રી સંત પુરૂષની મોંઘી,
કૃપાનાથ મમ, પ્રાણનાથ શું રહી વૃત્ત રાચી (૨) વળું,

યમ—અર્થ યુકત સંભાષણ તારૂં, બુદ્ધિમાં વૃદ્ધિ કરનારૂં,
સત્યવાનના જીવત વીના, કાંઇ ઇચ્છીત વર યાચી......હવે.

સાવિત્રી—મહારાજ! (મારા બુદ્ધિશાળી સસરાજીને પાછું રાજ્ય પ્રાપ્ત થાય.)

યમ—તથાસ્તુ! ઉત્તમ વર બે આપ્યાં ભાવે, હજી પ્રેમદા પુંઠળ આવે, શાં૦

સાવિત્રી—સુપાત્ર જન કરતાં કહો, સુપાત્રોનું સનમાન,
સાધુ, તો દુશ્મન તણું પણ સાધે કલ્યાણ.
સંત પુરૂષોની સમાન દૃષ્ટિ. દયા તણી વરસાવે વૃષ્ટિ,
કૃપાનાથ મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી. (૨) વળું.

યમ—શીતળ વચન સુધાસમ તારાં, તૃષાકર તૃષાની હરનારાં,
સત્યવાનના જીવીત વિના કાંઇ ઇચ્છીત વર યાચી—હવે.

સાવિત્રી—મહારાજ! (મારા પિતાના કુળની વૃદ્ધિ
કરનારા મારે સો ભાઇ થાય.)

યમ—તથાસ્તુ. સાસરીયાનું માન વધાર્યું,
પીયર તણું પણ કાજ સુધાર્યું......શાં૦

સાવિત્રી—પરદુઃખે દુખીયા બને, દુઃખદ હૃદય વિશ્રામ.
ભરૂસો ભારે સંતનો, ઠરવાનું શુભ ઠામ,
સજ્જન મહી વિશ્વાસ નવ લાવે, સજ્જન ઘર પુછ્યું સૌ આવે.
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી (૨) વળું.

યમ—મધુરાં નવીન વચન સંભળાવ્યાં, અતિશય તે મારે મન ભાવ્યાં,
સત્યવાનના જીવીત વીના કાંઈ ઇચ્છીત વર યાચી (૨) હવે.

સાવિત્રી—મહારાજ! (મને મારા સ્વામીથી ઔરસ સો પુત્ર થાય)

યમ—તથાસ્તુ! ઘટે ના થાવું અતિવર લોભી,
તજી પુંઠ હવે જા અહીં થોભી......શાં૦

સાવિત્રી—સ્વધર્મ વહાલો સાધુને જે ચુકે નવ લગાર,
સાંપ્રત ભુત ભવિષ્યની, ગતિ તણાં આધાર,
સજ્જન દૂરે ન આશ આપી, બોલ્યું અબોલ્યું ન કરે કદાપિ,
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી (૨) હવે.

યમ—અમૂલ્ય તારાં વચન વિચારી, વાધે તુજમાં ભકિત મારી,
ભગવતી છેલ્લું ઉત્તમ અનુપમ, લે ઇચ્છીત વર યાચી (૨) હવે.

સાવિત્રી—પુત્ર તણું મુજને દીધું પ્રભુ આપે વરદાન,
જીવીત દાન દઈ જીવનને, સત્ય કરો ભગવાન.

## હાલ્લો ! ગાવા માંડો.

" સમય બદલાય છે જ્યારે,
બધું બદલાય છે ત્યારે. "

વાહ ! વાહ ! ગભરાશો નહિ. આ કાંઈ નવું કૌતક નથી. લાંબા વખતના તદ્દન જુના મિત્રો નવા લેબાશમાં

છપાય છે ! છપાય છે !! છપાય છે !!!

બે વોલ્યુમો—

# ધી ફોનોગ્રાફ ગાયનમાળા

અથવા

# રેકર્ડ ગાયન સંગ્રહ.

ભાગ ૧—૨—૩—૪ વોલ્યુમ ૧લું.

કંપલીટ ૧૦૦૦ ગાયનોનો મોટો જથ્થો.

આ હમારૂં સ્પેશીયલ શીલેકશન. ખાસ ચુંટી કાઢેલો સંગ્રહ મુઠી ભરીને રૂપીયા ખરચતાં એકઠા ન કરી શકાય તેટલા પ્રમાણનાં ગાયનો. એક એકથી ચડતી ચીજો.

---

## વોલ્યુમ ૨ જું. ભાગ ૫-૬-૭-૮

કંપલીટ ગાયનો ૧૦૦૧ થી ૨૦૦૦ સુધી.

બહુજ તાકીદથી ટુંક સમયમાં છપાઈ તૈયાર થશે.

કીંમત દરએક વોલ્યુમનો દોઢ રૂપીયો.

વી. પી. પો. ખર્ચ જુદુ.

પહેલેથીજ ! ખરીદવાનો બંદોબસ્ત કરનાર માટે

તે યાદ રાખજો ! પાછળથી કીંમત વધુ.

(બાજુનું પેજ વાચવું ભુલતા નહી.)

આ શીલેકશન (સંગ્રહ) કચરાપટ્ટી નથી. એમાં પ્રખ્યાત નાટકો માંહેલા જાણીતા માનીતા અને લોકપ્રીય ચુનંદા એકટરોએ ગાયલા ગાયનો, પ્રખ્યાત ગવૈયાઓ અને ગાનારીના મીઠા કંઠ સ્વરમાંથી ગવાયલા દીલપસંદ, રાગ રાગણી સાથેના ભરપુર મધુર ગાયનો ભરેલા છે.

બે વોલ્યુમ ખરીદતાં ત્રણ રૂપીયા ખર્ચવા તે કાંઈ ફેંકી દેવાના નથી, ખોબો ભરીને પૈસા ખરચતાં ન મળી શકે. એટલી ચીજોનો સંગ્રહ એ માંહે ભરેલો છે. આજે ભળતાં નામની ચોપડીથી છેતરાતાં ના, વિરોધી પ્રકાશકો પડીકા બાંધવા યોગ્ય ચીંથરીયા ચોપડીયોના પૈસા પડાવી લેતાં અચકાતા નથી. માટે ખરીદતી વખતે અથવા ઓર્ડર લખતી વખતે ભુલ ન થાય તે માટે શા. **ચુનીલાલ મગલાલ બુકસેલરની** એટલા શબ્દ ખાસ તપાશી જોવા અથવા ઓર્ડર આપતી વખતે લખવાં. જેથી ભળતી બુક ગળામાં ઓળાવવાની બીક રહેશે નહીં !

યાદ રાખજો કે ! રત્નની પરીક્ષા ઝવેરીઓજ કરે છે હો ! અમારા આ ગાયન નો સંગ્રહસ્થાના કદરદાન પણ ઝવેરીજ છે. એવી હમારી લાંબા વખતની ખાત્રી છે.

**ચોપડી મંગાવવા માટે–તથા આગળથી નામ નોંધાવવા માટે અમારૂં એડરેશ તમારા ધ્યાનમાં રાખશો. આજેજ ઓર્ડર લખોઃ—**

## મેસર્સ લલ્લુભાઈ નારણદાશ એન્ડ સન્.

**બુકસેલર એન્ડ પબ્લીશર**

**લીમડાચોક રોડ—સુરત.**

સુરદાસ—
દાસ પરે દયા લાવોરે દયાળુ દેવા દાસ પરે દયા લાવો, ટેક.
સંસાર સંબંધ તોડી જીવ આપ ચરણે જોડી;
હું તો બની બેઠો બાવો બાવોરે—દયાળુ૦
આંખ વિના સંકટ આવું, ખાડામાં ગોથા ખાવું.
વ્હારે અવિનાશી આવો, આવોરે.—દયાળુ૦
વિક્રમ ચરિત્ર—
નજર કરો નાથ જરા, ઓળખી લ્યો નારી,
હું છું કે બીજી, કંથ આપનીજ પ્યારી.—ન૦
સાખી { હેમ પ્યાલો હાથમાં, ને માંહી અમૃત દુધ,
પીધું સામા સાથમાં, શું તેની ભુલ્યા શુદ્ધ.
કોણ હતી કંથ તે દુધની પાનારી.—ન૦
સાખી { મુવાં કીધાં જીવતાં, પરચો બતાવ્યો પુર;
યાદ છે કે રાજજી, એ જોગણીનું...નુર.
છાનો મંત્ર શીખવ્યો છે, એજ આ ઠગારી.—ન૦
વિના વાંકે દંડીયામાં, કેદ મુને કીધી;
સસરાથી સખત ચોકી, તમોએ કીધી,
બતાવી મેં સાબીત સરત સર્વ મારી.—ન૦
અનસુયા—
નર વીણ જગમાં નાર તણી, કીંમત કોડી કહાવે,
હલકું લોહી ગણી અબળાનું, જુઠા આળ ચડાવે.—ન૦
વ્હાલા પણ વેરી થઇ બેસે, જેમ ફાવે તેમ બોલે,
કંથ વિનાની કામનીનું, જીવતર તરણા તોલે.—ન૦
કુડ કપટની ભરી કુલટાઓ, લાલચ થઇ લલચાવે,
ભવરણમાં ભરથાર વિના, ભામિની લાજ લુંટાવે.—ન૦
ભકતબાળા—
પુરણ બ્રહ્મ પરમેશ,નમન વિભુ અરજ અકામી, ગટમી ઘટ ઘટ વ્યાપી
સ્વામી, શ્રી સુરો સુરારી, વીધવીધ નામી, અવીચળ ધામી, અંતર્યામી
દીન તણા દુઃખ ટાળક દેવા.—પુરણ.
મહાશ્વેતા કાદમ્બરી—
પ્રેમ બિજ રોપ્યું હૈયે, જીવન આધાર મારા.
પ્યારા પત્ર તારો ભાળી, ફુટયાં નવપલ્લવ ડાળી.
ખીલી પુષ્પે તો હદવાળીરે (૨) જીવન આધાર મારા,
મદન પડીને પુઠે, મીઠાં પ્રેમ પુષ્પ ચુંટે,
વાડી લુંટે, (૨) જીવન આધાર મારા.